# ભાગ ૦ ૧૦



☐ મૂલ્ય રૂ. ૭-૫૦






☐ લેખક : ગિજુભાઈ બધેકા  સજાવટ : આબિદ સુરતી



☐ પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧

☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક : જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯




એક હતો ઉંદર. એક વાર તે ગામમાં જતો હતો. ત્યાં રસ્તા ઉપરથી તેને એક લૂગડાનો કટકો જડ્યો. આગળ ચાલ્યો ત્યાં એક દરજીની દુકાન આવી. દરજી સામે જોઈ તેણે કહ્યું – અરે

એ દરજી! આ લૂગડાની જરા ટોપી સીવી દેજે; સારી મજાની સીવજે હોં!

દરજીએ કહ્યું – ઈ કોણ છે વળી?

ઉંદર કહે – એ તો હું ઉંદર છું; આ જરા ટોપી સીવી દે, ટોપી! વાર કેમ લગાડે છે?
દરજી કહે – ચાલતો થા, ચાલતો. આ ગજ ઉપાડીને મારીશ ના, તો મરી જઈશ, મરી!
ઉંદર કહે – શું બોલ્યો? આ ટોપી સીવી દે છે કે નહિ? કેમ; નથી સીવી દેવી? જોજે હોં, ટોપી સીવી નહિ દે તો...

**કચેરીમેં જાઊંગા, સિપાઈકું બુલાઊંગા;**
**બડે માર દેઊંગા, તમાસા દેખૂંગા.**

દરજી કહે – શું બોલ્યો, ઉંદરડા! ફરી બોલ જોઈએ, ફરી!

ઉંદર કહે –

**કચેરીમેં જાઊંગા, સિપાઈકું બુલાઊંગા;**
**બડે માર દેઊંગા, તમાસા દેખૂંગા.**

દરજી તો એકદમ બી ગયો ને બોલ્યો – ભાઈસા'બ! કચેરીમાં જઈશ મા. લાવ તારું લૂગડું; તને ઝટ ઝટ ટોપી સીવી દઉં.

પછી ઉંદરને ટોપી સીવી દીધી; એટલે ઉંદર-ભાઈ ટોપી પહેરીને રોફમાં ને રોફમાં ચાલ્યા. આગળ ગયા ત્યાં એક ભરત ભરનારની દુકાન આવી. ભરત ભરનારની સામે જોઈને ઉંદરે કહ્યું -- અરે એ ભરત ભરવાવાળા! આ ટોપીમાં જરા ભરત ભરી દેજે.

ભરત ભરવાવાળાએ ઉંદરની સામે જોયું અને કહ્યું -- કોણ, ઈ ઉંદરડો છે કે? ચાલતો થા, ચાલતો. અહીં કોણ નવરો બેઠો છે ભરત ભરવા?

ઉંદર કહે – કેમ, ભરત ભરી દેવું છે કે નહિ? ભરત ભરી દેવું જ પડશે. આ ઉંદરભાઈને ઓળખે છે?

ભરતવાળો કહે – હવે ચાલ્યો જા, ચાલ્યો. આ સોય મારીશ ના, તો મરી જઈશ, મરી!

ઉંદર કહે – એમ કે? ઠીક છે ત્યારે, તો તને ખબર પાડીશ.

**કચેરીમેં જાઊંગા, સિપાઈકું બુલાઊંગા;**
**બડે માર દેઊંગા, તમાસા દેખૂંગા.**

ભરતવાળો કહે – ભાઈસા'બ! કચેરીમાં જઈશ મા અને સિપાઈને બોલાવીશ મા. લાવ તારી ટોપી; ઝટ ભરત ભરી દઉં.

ઉંદરભાઈ તો ટોપીને ભરત ભરાવી માથે ઓઢી રોફમાં ચાલ્યા. આગળ જતાં એક મોતી-વાળાની દુકાન આવી. ત્યાં ઉંદરે મોતીવાળાની સામે જોઈને કહ્યું – અરે, એ મોતીવાળા! દેખ છે કે? આ ટોપીમાં જરા મોતી ભરી દે, મોતી.

મોતીવાળાએ ચિડાઈને કહ્યું – કેમ, મોતી કાંઈ મફત બફત આવે છે? મોતીના તો પૈસા પડે છે, પૈસા.

ઉંદર કહે – એમ? પૈસા પડે છે, ખરું કે? ઠીક છે, તને પણ જોઈ લઉં છું.

**કચેરીમેં જાઊંગા, સિપાઈકું બુલાઊંગા;**
**બડે માર દેઊંગા, તમાસા દેખૂંગા.**

મોતીવાળો તો એકદમ ડરી ગયો ને બોલ્યો – અરે ભાઈ! કચેરીમાં જાશો મા અને સિપાઈને બોલાવશો મા. હમણાં જ ટોપીમાં મોતી ભરી આપું છું.

પછી ઉંદરભાઈ મોતી-ભરેલી ટોપી પહેરીને ચાલ્યા. રસ્તા ઉપર એક ડમરુ વેચવાવાળો બેઠો હતો તેની પાસેથી ઉંદરે ડમરુ માગ્યું, એટલે તેણે તુરત જ ડમરુ આપી દીધું. પછી ઉંદર-ભાઈ માથે ટોપી ઓઢીને ડમરુ વગાડતા વગાડતા

**ડુમ ડુમ ડુમાક, ડુમ ડુમ ડુમાક;**
**ડુમ ડુમ ડુમાક, ડુમ ડુમ ડુમાક.**

કરતા ચાલ્યા. રાજાના મહેલ આગળ થઈને ઉંદરભાઈ જતા હતા ત્યાં તેણે રાજાને જોયો. એટલે ઉંદરભાઈ બોલ્યા –

**રાજા કરતાં મારી ટોપી સારી, સારી;**
**રાજા કરતાં મારી ટોપી સારી, સારી.**

રાજા કહે – આ વળી કોણ? મારા કરતાં ઉંદરડા-ની ટોપી સારી કહે છે? એલા લઈ લો એની ટોપી!

ઉંદરની ટોપી સિપાઈઓએ લઈ લીધી એટલે

ઉંદરભાઈ ડમરુ વગાડતાં વગાડતાં બોલ્યા –
રાજા ભિખારી, મારી ટોપી લીધી;
રાજા ભિખારી, મારી ટોપી લીધી.
ડુમ ડુમ ડુમાક, ડુમ ડુમ ડુમાક;
ડુમ ડુમ ડુમાક, ડુમ ડુમ ડુમાક.

રાજા કહે: હું કાંઈ ભિખારી નથી! આપી દો એને એની ટોપી પાછી!

રાજાએ ઉંદરને ટોપી પાછી આપી દીધી એટલે ઉંદર કહે –

રાજા મારાથી બીનો, મારી ટોપી દીધી;
રાજા મારાથી બીનો, મારી ટોપી દીધી.
ડુમ ડુમ ડુમાક, ડુમ ડુમ ડુમાક;
ડુમ ડુમ ડુમાક, ડુમ ડુમ ડુમાક.

પછી ઉંદરભાઈ તો ડમરુ વગાડતા વગાડતા અને ઉપર પ્રમાણે બોલતા બોલતા ચાલ્યા ગયા●



# રાજકન્યા અને ચાર પ્રવાસીઓ

એક હતી રાજકન્યા. કન્યા ઘણી જ હોશિયાર અને ડાહી હતી. જેવી હોશિયાર અને ડાહી એવી જ ભલી અને દયાળુ; ને એવી જ ભણેલીગણેલી. રાજા એને પૂછીને વાત કરે; રાણી એને પૂછીને પગ મૂકે.

ગરીબગુરબાં તો રાજકન્યાને આશરે. રોગીદોગી તો કે' રાજકન્યાને પનારે. સાધુ-બાવા તો કે' રાજકન્યાના સદાવ્રતમાં. રાજાથી રંક સુધી સૌને રાજકન્યા વહાલી; સૌ એના બે બે મોઢે વખાણ કરે. સૌ ભગવાન પાસે માગે... હે ભગવાન! રાજકન્યાને સાજીતાજી રાખજે અને સો વરસની કરજે!

એક વાર એ ગામમાં ચાર પ્રવાસીઓ આવ્યા. પ્રવાસીઓ મોટા પંડિતો હતા. ચારે પ્રવાસીઓએ રાજકન્યાની હોશિયારીની વાત સાંભળી. મનમાં થયું... આવી રાજકન્યાને મળવુ જોઈએ, ને તેની સાથે વાત કરવી જોઈએ.

ચારે જણા વિચાર કરવા બેઠા – કેમ કરશું? એક કહે – એના અન્નક્ષેત્રમાં ચાલો. ત્યાં એ મળશે ને ત્યાં વાત થશે. પહેલો જણ અન્ન-ક્ષેત્રમાં ગયો. સાધુબાવા સાથે સદાવ્રત લેવા બેઠો ત્યાં તો રાજકુમારી નીકળી ને એની જ સામે જોઈને બોલી – ભાઈ! તમે અહીં કેમ? તમે કાંઈ સાધુબાવા નથી. તમે કોણ છો?

પહેલો કહે – હુ એક મુસાફર છું.

રાજકન્યા કહે – ખોટી વાત. આ દુનિયામાં બે જ મુસાફર છે. તું ત્રીજો કોણ?

પહેલો માણસ પાછો ગયો. બીજા ત્રણે જણાને વાત કરી. બધા અચંબો પામ્યા.

બીજો કહે – હવે હુ જાઉં તો ખરો, મને શુ કહે છે! બીજો જણ અન્નક્ષેત્રમાં ગયો ને બાવાસાધુ ભેગો બેઠો.

રાજકન્યા નીકળી ને પૂછ્યું – અરે ભાઈ! તું કોણ છે? તું કોઈ સાધુબાવો નથી.

બીજાએ કહ્યું – હુ તો એક ગરીબ માણસ છું.

રાજકન્યા કહે – આ દુનિયામાં બે જ જણ ગરીબ છે. તું વળી ત્રીજો કોણ? મુસાફર કાંઈ ઉત્તર આપી શક્યો નહિ ને પાછો ગયો.

જઈ ને બીજાઓને વાત કરી. બધાએ ઘણા ઘણા વિચાર કર્યા પણ કંઈ સૂઝ્યું નહિ. પાછો ત્રીજો જણ ઊપડયો. અન્નક્ષેત્રમાં બેઠો હતો ત્યાં રાજકન્યા નીકળી ને પૂછ્યું – ભલા! તું અહીં કોણ? અહીં તો માત્ર બાવાસાધુ આવે છે. વળી તું ક્યાંથી?

ત્રીજો કહે – હુ એક નર છું.

રાજકન્યા કહે – ભાઈ! આ દુનિયામાં નર બે જ જણા છે. તું ત્રીજો વળી ક્યાંથી?

મુસાફર વિચારમાં પડી ગયો. કંઈ જ ઉત્તર આપી શક્યો નહિ. બીજાઓની જેમ તે પણ નીચું મોં ઘાલી પાછો ગયો. પછી ઉતારે

આવી બધી વાત કરી. ચારે જણા માથું ખંજવાળવા લાગ્યાં. ઘણા વિચાર કર્યા ને પોથીઓ જોઈ વળ્યા, પણ કાંઈ સૂઝ્યું નહિ. છેવટે ચોથો જણ કહે – હવે હું પણ જઈ આવું. ચોથો અન્નક્ષેત્રમાં જઈને બેઠો. રાજકન્યાએ તેની જ સામે જોઈને પૂછ્યું – અરે, તું કોણ છે? અહીં શું કામ છે?

ચોથો કહે – હું એક મૂર્ખ છું.

રાજકન્યા કહે – આ દુનિયામાં માત્ર બે જ મૂર્ખ છે. તું ત્રીજો ક્યાંથી? બિચારો ચોથો મુસાફર પણ કાંઈ જવાબ આપી શક્યો નહિ. તે પણ ઉતારા ભણી ચાલી નીકળ્યો.

ચારે જણાએ ઘણા વિચાર કર્યા. ઘણાં શાસ્ત્રો જોયાં પણ કાંઈ જડ્યું નહિ. પછી તો ચારે રાજકન્યા પાસે ગયા ને એણે પૂછેલા સવાલોના જવાબો એની જ પાસેથી માગ્યા. રાજકન્યા જ્યાં ચારે પ્રવાસીઓ સાથે વાત કરતી બેઠી છે, ત્યાં રાજાનો પ્રધાન આવ્યો ને ચારે જણાને પકડ્યા.

રાજકન્યા વિચારમાં પડી. તરત જ પોતે રાજમહેલમાં ગઈ ને રાજાને કારણ પૂછ્યું. રાજા કહે – પ્રધાન કહે છે કે એ લોકો જાસૂસો છે. પારકા રાજ્યમાંથી આવેલા છે. એમને મહેલમાં કેમ તેડાય? એમને મારે ફાંસીએ દેવા પડશે.

રાજકન્યા કહે – બહુ સારું, એમાં શું! પણ એમને મેં ચાર સવાલ પૂછેલા છે, ને એમને એ આવડ્યા નથી. મારે એના જવાબ દેવાના છે. એ કામ થઈ રહે એટલો વખત છૂટ આપો.

રાજા કહે – સવાલ? સવાલ શાના? ક્યા સવાલ?

રાજાને રાજકન્યાએ પોતાના ચારે સવાલો કહી સંભળાવ્યા. રાજા પણ મૂંઝાઈ ગયો. પોતે પણ ઘણો વિચાર કર્યો પણ જવાબ જડ્યો નહિ. છેવટે રાજા કહે – ત્યારે હવે તું જ એના જવાબ આપ.

રાજકન્યાએ રાજકચેરી ભરાવી. પેલા પ્રવાસીઓને પણ કચેરીમાં હાજર કરવામાં આવ્યા. તેમના હાથપગમાં બેડીઓ હતી ને ઊંધે મોંએ બેઠા હતા.

રાજકન્યાએ મુસાફરોને પૂછેલા સવાલો સૌને પૂછ્યા. કોઈ જવાબ આપી ન શક્યું. રાજકન્યા પછી પોતે જ જવાબ આપવા બેઠી. સૌ અચંબાથી જોઈ રહ્યા.

રાજકન્યા કહે – આ જગતમાં બે જ મુસાફર છે: એક સૂર્ય અને એક ચંદ્ર, બધાએ હા ભણી. રાજકન્યા કહે – આ જગતમાં બે જ જણ ગરીબ છે: એક ગાય અને એક સ્ત્રી. સૌએ વળી હા કહી.

રાજકન્યા કહે – આ જગતમાં બે જણ જ ખરા નર છે: એક અર્જુન અને બીજા શ્રીકૃષ્ણ. બધાએ કાન પકડ્યા.

રાજકન્યા કહે – આ જગતમાં બે જ મૂર્ખ છે: એક રાજા અને એક પ્રધાન. કેમ કે આ બિચારા પંડિતોને જાસૂસ કહી તેઓ તેમને ફાંસીએ લટકાવે છે!

રાજા ખસિયાણો પડી ગયો પણ રાજકન્યાની હોશિયારી જોઈ રાજી થયો ને ચારે જણાને છોડી મૂક્યા. પછી ચારે પંડિતો રાજકન્યાને મહેલે ગયા ને ખૂબ ખૂબ વાર્તાલાપ કરીને પોતાના ઉતારે ગયા●

# સોનબાઈ અને રૂપબાઈ

એક હતી સોનબાઈ, અને એક હતી રૂપબાઈ. એ બે બહેનપણીઓ હતી. એક વાર સોનબાઈ અને રૂપબાઈ ધૂળ લેવા ગયાં. સોનબાઈ ખોદે ત્યાં સોનું નીકળે. રૂપબાઈને આથી અદેખાઈ આવી. બેઉ જણી જ્યારે સૂંડલા ભરી રહી ત્યારે સોનબાઈ રૂપબાઈને કહે– બહેન, બહેન! આ મારો સૂંડલો ચડાવ ને? રૂપબાઈ કહે– હુ તો તારો સૂંડલો કાંઈ ચડાવતી નથી. ચડાવ ને તારી મેળાએ? મારો સૂંડલો ચડાવીને હું તો મારે આ ચાલી. એમ કહીને રૂપબાઈએ તો પોતાનો સૂંડલો પોતાને માથે ચડાવ્યો ને ઘેર ચાલી ગઈ. સોનબાઈ બિચારી વનમાં એકલી રહી. એ તો ઊભી ઊભી કોઈ ચડાવવાવાળાની વાટ જોવા લાગી. એટલામાં ત્યાં એક બાવો નીકળ્યો. સોનબાઈએ એ બાવાજીને કહ્યું – બાવાજી, બાવાજી! મને જરા સૂંડલો ચડાવો ને? બાવો સૂંડલો ચડાવવા પાસે આવ્યો; પણ સોનબાઈની નજીક આવ્યો એટલે તો એને સોનબાઈને ઉપાડી જવાનો વિચાર થયો. એ તો સોનબાઈને ખભે ચડાવી ચાલતો થઈ ગયો.

બાવો સોનબાઈને વનમાં ખૂબ દૂર લઈ ગયો. ત્યાં એક ઊંચું ઝાડ હતું. તેના ઉપર એણે સોનબાઈને ચડાવ્યાં. પછી એ ગામમાં ગયો ને માખણ લાવી માખણ ઝાડના થડને ચોપડ્યું. ઝાડના થડને



માખણ ચોપડયું એટલે સોનબાઈ નીચે ઊતરી શકે નહિ અને કોઈ ઉપર ચડી પણ શકે નહિ. બાવો રોજ લોટ માગવા જાય અને સોનબાઈ એકલાં ઝાડ ઉપર રહે. સોનબાઈ બિચારાં બહુ જ મૂંઝાય પણ કરે શું? ઝાડ પરથી નીચે ઊતરાય જ નહિ ત્યાં?

ઘણે વખતે સોનબાઈના ભાઈનાં લગ્ન કરવાનો દિવસ આવ્યો. જાન જોડી સોનબાઈનાં માબાપ બીજે ગામ જવા નીકળ્યાં. રસ્તામાં જે ઝાડ ઉપર સોનબાઈ રહેતાં હતાં તે જ ઝાડ આવ્યું. સૌ એ ઝાડ નીચે ભાતું ખાવા બેઠાં. સોનબાઈ એ ઉપર બેઠાં બેઠાં બધાંયને દેખ્યાં; મનમાં મનમાં તેને રોવુ આવી ગયું. તેનો પાળેલો મોતિયો કૂતરો પણ જાનમાં સાથે જ હતો. મોતિયાને જોઈને સોનબાઈનું હૈયું ખૂબ ભરાઈ આવ્યું. તે બોલી –

**મોતિયા રે કૂતરા,**
**મોતિયા રે કૂતરા!**
**તમે તો સૌ જાને જાવ છો,**
**ખાજલિયાં ખાજાં ખાવ છો,**
**પોટલીએ પાણી પીવ છો,**
**સોનબાઈ વનમાં એકલી!**

સોનબાઈ એક વાર આમ બોલ્યાં એટલે સૌ વિચારવા લાગ્યાં – અરે! આ તે અહીં કોણ બોલે છે? ત્યાં તો વળી સોનબાઈ બોલ્યાં –

**મોતિયા રે કૂતરા,**
**મોતિયા રે કૂતરા!**
**તમે તો સૌ જાને જાવ છો,**
**ખાજલિયાં ખાજાં ખાવ છો,**
**પોટલીએ પાણી પીવ છો,**
**સોનબાઈ વનમાં એકલી!**

માબાપના મનમાં થયું કે આ તો જરૂર સોનબાઈ નો

જ સાદ. બધાંએ ઊંચે ઝાડ તરફ જોયું તો સૌએ સોનબાઈ ને દીઠાં. પછી મોતિયે થડ ઉપરનું બધું માખણ ચાટી લીધું, અને સોનબાઈનો ભાઈ ઉપર ચડયો. તેણે સોનબાઈ ને નીચે ઉતારી. પછી સોનબાઈ ને સાથે લઈ ને જાન પોતાને રસ્તે પડી ગઈ.

પાછળથી લોટ માગીને બાવો ઝાડ પાસે આવીને જુએ છે તો સોનબાઈ તો ન મળે! ઝાડના થડ ઉપરથી માખણ પણ કોઈક ચાટી ગયેલું. બાવો તો ત્યાં થઈ ને જાનનું ગાડુ નીકળ્યું હતું તેને ચીલે ચીલે ચાલ્યો, અને જે ગામમાં જાન ગઈ હતી તે ગામમાં ગયો. ગામમાં ફરવા લાગ્યો ને બોલવા લાગ્યો –

**લાવ મારી સોની**
**નીકર ધોકો લગાવી દઉં;**
**લાવ મારી સોની**
**નીકર ધોકો લગાવી દઉં.**

સોનબાઈ એ બાવાને ભાળ્યો એટલે એણે સૌને કહ્યું – આ બાવો જ મને લઈ ગયો હતો.

પછી એક જણાએ બાવાને કહ્યું – બાવાજી ! સોની જોઈએ છે ?

બાવો કહે – હા.

એટલે પેલા માણસે બાવાને કહ્યું – ત્યારે બાવાજી ! બેસો આ ખાટલા ઉપર. હમણાં સોનીને લઈ આવુ છું.

ખાટલો કૂવા ઉપર ઢાળ્યો હતો ને અંદર વાણ ભર્યા વિનાનો હતો; તેના ઉપર એકલો ચોફાળ પાથર્યો હતો. જ્યાં બાવાજી સોનીને લોભે ચોફાળ પર બેસવા ગયા ત્યાં ધબ દઈ ને કૂવામાં પડયા ને ડૂબી મૂઆ! પછી સોનબાઈ અને સૌ ભાઈ ને પરણાવીને ઘેર આવ્યાં

એક હતી જૂ. તે ગઈ ના'વા. પછી નદીમાં ના'તાં ના'તાં એનું પેટ ફૂટી ગયું; તેથી નદી લોહી લોહી થઈ ગઈ. ત્યાં એક કાગડો પાણી પીવા આવ્યો. નદી લોહી લોહી થયેલી જોઈને કાગડો કહે – નદીબાઈ, નદીબાઈ ! તમે આમ લોહી લોહી કેમ છો?

નદી કહે –

જૂકા પેટ ફૂટયા, નદી લોહી લોહી;
અને કાગડો કાણો.

ત્યાં તો કાગડો કાણો થઈ ગયો. પછી ઊડતો ઊડતો કાગડો બાવળ ઉપર જઈને બેઠો. બાવળ કહે – કાગડાભાઈ, કાગડાભાઈ! તમે કાણા કેમ થયા?

કાગડો કહે –

જૂકા પેટ ફૂટયા, નદી લોહી લોહી;
કાગડો કાણો અને બાવળ વાંકો.

# જૂકા પેટ ફૂટયા








ત્યાં તો બાવળ વાંકો થઈ ગયો. થોડી વારે એક સુતાર બાવળ કાપવા આવ્યો. સુતાર કહે – બાવળભાઈ, બાવળભાઈ! તમે વાંકા કેમ?

બાવળ કહે –

**જૂકા પેટ ફૂટયા, નદી લોહી લોહી;**
**કાગડો કાણો, બાવળ વાંકો,**
**અને સુતાર ઠૂંઠો.**



ત્યાં તો સુતાર ઠૂંઠો થઈ ગયો. પછી તો ઠૂંઠો સુતાર એક વાણિયાની દુકાને લોટ લેવા ગયો. વાણિયો કહે – અરે સુતારભાઈ, સુતારભાઈ! તમે ઠૂંઠા કેમ થયા?

સુતાર કહે –

**જૂકા પેટ ફૂટયા, નદી લોહી લોહી;**
**કાગડો કાણો, બાવળ વાંકો;**
**સુતાર ઠૂંઠો અને વાણિયો બે'રો.**

ત્યાં તો વાણિયો બે'રો થઈ ગયો. ત્યાં વાણિયાની દુકાને એક ગોલી તેલ લેવા આવી. ગોલી કહે – વાણિયા, વાણિયા! બે'રો કેમ થઈ ગયો?

વાણિયો કહે –

**જૂકા પેટ ફૂટયા, નદી લોહી લોહી;**
**કાગડો કાણો, બાવળ વાંકો;**
**સુતાર ઠૂંઠો, વાણિયો બે'રો;**
**અને ગોલી નાચતી.**

ત્યાં તો ગોલી નાચવા માંડી. પછી ગોલી નાચતી નાચતી ત્યાંથી રાણી પાસે ગઈ. રાણી કહે – ગોલી, ગોલી! તું નાચે છે કેમ?

ગોલી કહે –

**જૂકા પેટ ફૂટયા, નદી લોહી લોહી;**
**કાગડો કાણો, બાવળ વાંકો;**
**સુતાર ઠૂંઠો, વાણિયો બે'રો;**
**ગોલી નાચતી અને રાણી દાસી.**

પછી રાણી દાસી બની ગઈ●

એક હતો વાણિયો. તે એક વાર ગામ જતો હતો. રસ્તે તેને ચાર ચોર મળ્યા. દૂરથી ચાર ચોરને જોઈ ને વાણિયાભાઈએ વિચાર કર્યો કે કંઈક યુક્તિ કરીને ચોરને ઠગવા જોઈએ. નહિતર આપણે છીએ એકલા ને ચોર છે ચાર; થપાટ મારીને જો લઈ જશે તો આપણાથી કાંઈ બોલાશે નહિ.

એટલામાં ચોર નજીક આવી પહોંચ્યા. વાણિયો તો ચોરને જોઈને હેઠે બેસી ગયો અને બોલવા લાગ્યો – મારી સાથે બાર જણા છે, પણ આવ્યા નહિ. હું તો વાટ જોઈનેય થાકયો. થોડી વાર બેસીને હું તો જઈશ; એને માટે તે હું કયાં સુધી બેસી રહું?

ચોરોએ વાણિયાને બોલતો સાંભળીને પૂછ્યું – અલ્યા, બાર જણ તે કોણ છે?

કેડ, કંદોરો ને કાછડી, અમે ત્રણ જણા;
તેલ, પળી ને તાંબડી, અમે છ જણા;
ડાંગ, ડોસો ને લાકડી, અમે નવ જણા;
શેઠ, વાણિયો ને હાટડી, અમે બાર જણા.

ચોરો તો આ સાંભળીને ઘા જ ખાઈ ગયા. તેઓએ માન્યું કે આ તો બાર જણા છે, અને આપણે છીએ ચાર જણા એટલે ફાવશું નહિ. આમ વિચારી તેઓ ચાલ્યા ગયા ને યુક્તિબાજ વાણિયો ઘરભેગો થઈ ગયો●

## કેડ, કંદોરો ને કાછડી અમે ત્રણ જણા



# શિયાળ

એક હતું શિયાળ. લુચ્ચાનું સરદાર. રોજ એક કણબીના ઝૂંપડામાં પેસે, હાંડલું ફોડે ને અંદરથી ભાત ખાઈ જાય. કેમે કર્યું પકડાય નહિ.

એક વાર ખેડૂત ખેતરે જ ન ગયો. દિવસ આખો ઝાડ પાછળ સંતાઈ રહ્યો. બપોર થયા એટલે શિયાળ આવ્યું. નળિયાં વરખોળ્યાં ને ઉપરથી અંદર ગયું. હાંડલું ફોડ્યું ને ભાત ખાધા. ખેડૂત કહે—હં, આનાં જ કામાં છે. એક વાર પકડીને પાંશરું કરવા દે!

જ્યાં શિયાળ બહાર જવા જાય ત્યાં ફાંસો નાખી પકડ્યું ને ઝાડની ડાળે ઊંધે માથે લટકાવ્યું. શિયાળભાઈ તો ઊંધે માથે ઝૂલ્યા! જતાં જતાં ખેડૂતે ઘરવાળીને કહ્યું—સાંભળ્યું કે! આજે આ શિયાળને જ રાંધી ખાવું છે. હમણાં પાછો આવીને કાપું છું.

શિયાળભાઈના તો હોશકોશ ઊડી ગયા. પણ એણે વિચાર કર્યો—મરવાના તો છીએ જ. જોઈએ, કંઈ યુક્તિ કર્યે છુટાય તો.



ખેડૂતની ઘરવાળી ધાન ખાંડતી હતી. વારે વારે સાંબેલું લઈને તે થાકી જવા આવી હતી. લાગ જોઈને શિયાળ કહે – બા, બા! તમે શીદ ને ખાંડો છો! લ્યો ને હું જ તમને ખાંડી આપું! મને ખાંડતાં સારું આવડે છે. ઘરવાળી ભોળવાઈ. એણે તો શિયાળને છૂટું કર્યું. શિયાળભાઈ પણ ઠાવકુ મોઢું રાખીને ખાંડવા બેઠા. વિચાર કરતા હતા ... ક્યારે લાગ મળે ને વડી ઠેકી ભાગું? ત્યાં ઘરવાળી કંઈક કામે ઘરમાં ગઈ ને શિયાળભાઈ ભાગ્યા. પછી કાંઈ હાથ આવે? એ તો ગયા તે ગયા. ઠેઠ જંગલમાં પોતાની બખોલમાં પહોંચી ગયા!

ઘરવાળી તો રોવા લાગી – હાય, હાય! હવે શું થશે? સીમમાંથી એ આવશે ને કહેશે કે મારું શિયાળ લાવ, તો હું શું કહીશ?

ઘરના એક ઉંદરે રડવું સાંભળ્યું. તે દરમાંથી બહાર આવ્યો ને બોલ્યો – બા, બા! રડો છો શું કામ? એ શિયાળને હું લઈ આવું, પછી છે કાંઈ?

બાઈ કહે – બાપુ! તો તો તારો જ પાડ! તો તો તને રોજ દાણા ને એવું એવું ખવરાવીશ.

ઉંદર કહે – તો મારી પૂંછડીએ એક ટોપલી બાંધો ને મહીં ખાવાનું મૂકો. ઉંદરની પૂંછડીએ બાઈએ એક ટોપલી બાંધી ને અંદર ખાવાનું મૂક્યું. ઉંદર તો સીમમાં ચાલ્યો. જંગલમાં ફરી ફરીને એણે શિયાળની બખોલ શોધી કાઢી. અંદર શિયાળ પડ્યું હતું.

શિયાળ તો બહાર નીકળે જ નહિ. રખે ને ખેડૂત વાંસે આવે ને પકડીને મારે તો? પણ ભાઈને પેટમાં ભૂખ લાગેલી તે ગલૂડિયાં બોલે.

ત્યાં તો ઉંદરભાઈ ટોપલી લઈને બખોલ પાસે આવ્યા. ટોપલીમાં મજાનું ખાવાનું. શિયાળભાઈના મોંમાં પાણી આવ્યાં. જરાક બખોલના મોં આગળ આવીને જુએ તો ઉંદરડો – ઓહો, આ તો ઉંદરડો છે! ચાલ, બહાર જાઉં ને ખાવાનું માગું.

શિયાળ કહે – ઉંદરભાઈ, ઉંદરભાઈ! જરા ખાવાનું આપો ને? ભૂખ લાગી છે.

ઉંદર કહે – એમ કાંઈ મળે? મારું એક કામ કર તો આપું.

શિયાળ કહે – કહે જોઈએ?

ઉંદર કહે – મારે એક ભારો ખડ જોઈએ છે. તે તારી પીઠ પર મૂકી ઘર સુધી પહોંચાડ. શિયાળ કહે – ઠીક ત્યારે, એમ કરું. શિયાળની પીઠ ઉપર ખડનો ભારો ભરી ઉંદર ને શિયાળ ચાલી નીકળ્યા. મોઢા આગળ ઉંદર ને વાંસે શિયાળ. આઘેરાક જઈ ઉંદરે બે પથરા શોધ્યા ને બન્ને ઠબકારીને 'ઠબ ઠબ' કરવા લાગ્યો. શિયાળ કહે – એ શું કરો છો, ઉંદરભાઈ? ઉંદર કહે – એ તો ઠબ ઠબ. એમ તો અમે કરીએ. થોડી વારમાં તો બે પથરાથી દેવતા પડ્યો તે ઉંદરે ખડમાં નાખ્યો, ત્યાં તો ખડ હડહડ કરતું સળગ્યું.

શિયાળ કહે – આ શું રે? આ શું રે?

ઉંદર કહે – એ તો હડહડ. એ તો એમ જ હોય. એમ તો અમે કરીએ, ખડ બળ્યું ને સાથે શિયાળનો વાંસો પણ બળ્યો. શિયાળ તો રાડો પાડતું પાડતું બખોલમાં પેસી ગયું.

બીજે દિવસ થયો ને ઉંદર વૈદ બનીને ચાલ્યો. બખોલ પાસે આવીને કહે –

દાંત દુખતો મટાડું,
વા વાતો મટાડું,
દાઝ પડેલી મટાડું.

સાંભળીને શિયાળ બહાર આવ્યું. કહે – ભાઈ! દવા આપશો કે?

ઉંદર કહે – શાની આપું?

શિયાળ કહે – દાઝયાની; બળ્યાની.

ઉંદર કહે – લ્યો આ લેપ; લગાડો. એમ કહી ઉંદરભાઈએ શિયાળને મરચાંનો પિંડો આપ્યો. શિયાળભાઈએ મરચાં તો લગાડયાં પણ પછી થયું કે હવે કયાં જઈશ? શિયાળ કહે – આ શું રે? આ શું રે?

ઉંદર કહે – એ તો કાળી લાય રે; એ તો કાળી લાય રે!

શિયાળ તો બળતું બળતું અંદર ગયું. પછી કહે – હવે આ બખોલમાં તો રહેવું જ નહિ. ત્યાંથી ભાગીને શિયાળ તો દરિયાકિનારે ગયું; ઉંદર ગયો પાછળ પાછળ. શિયાળ ભૂખ્યું ભૂખ્યું ટળવળતું હતું.

ઉંદરભાઈ લાકડું કોરવા લાગ્યા. શિયાળ કહે – અરે ઉંદરભાઈ! કાંઈ ખાવાનું બતાવશો?

ઉંદર કહે – સામે તીરે જઈએ તો મળે. આ હું એટલા માટે વહાણ કરું છું.

શિયાળ કહે – ચાલ ને ભાઈ! મનેય શિખવાડ ને!

ઉંદર કહે – બનાવ પેલા ખડનું. શિયાળે ખડનું વહાણ કર્યું ને ઉંદરે લાકડાનું કર્યું. બંને દરિયામાં ચાલ્યા. થોડેક ગયા ત્યાં તો ખડનું વહાણ ડૂબ્યું ને શિયાળભાઈ પાણી પીવા લાગ્યા. ઉંદરભાઈ તો તરતા જાય ને ડોલતા જાય.

એટલામાં તો શિયાળ અધમૂઉં થઈ ગયું. ઉંદરભાઈએ ગળામાં દોરી નાખી પકડી લીધુ ને ઢસડીને ઘેર આણ્યું. પછી ખેડૂતને ઘેર જઈ ધણિયાણીને કહે – લ્યો, આ શિયાળ. હવે રોશો નહિ●



# રેંટિયો કહે હું રણેશરી

એક હતી કણબણ. એને એક દિવસ લાડવા ખાવાનું મન થયું. એણે તો લાડવા કર્યા. ત્યાં તો કણબી ખેતરથી આવ્યો ને કહે – ઠીક, ચાલ મને શિરાવવા દે. કણબણે તો પટેલને અડદની દાળ ને જુવારનો રોટલો શિરામણમાં આપ્યાં.

પટેલ કહે – આ લાડવા તો લાવ! એ કોના સારુ મૂકયા છે?

કણબણ કહે – એ તો રેંટિયાને નિવેદ કર્યા છે.

**રેંટિયો કહે હું રણેશરી, ત્રાક કહે હું પરમેશરી;**
**ત્રાગડા નાખું ગણી ગણી, ન જમે એક ઘરનો ધણી.**

એમ કહીને કણબણે તો પોતે એકલીએ બધા લાડવા ખાધા. કણબી કહે ... આ કણબણે તો ભારે કરી! ઠીક છે; આપણે પણ કરી બતાવીએ. બીજે દિવસે કણબી કહે — આજે મારે હળને નિવેદ કરવા છે. કણબીએ પણ મજાના લાડવા બનાવ્યા. કણબણને એમ કે એ મને તો આપશે જ ના? એણે તો ઘરમાં પોતાને માટે બીજું કાંઈ રાંધ્યું નહિ.

પછી કણબી ખાવા બેઠો. ત્યાં કણબણ કહે – મનેય પીરસો ને?

કણબી કહે – લે આઘી રહે, આઘી. પાસે આવીશ તો મારા હળદેવને નિવેદ નહિ પહોંચે.

**હળ કહે હું હળેશરી, ધોસરું કહે હું પરમેશરી;**
**નેણ જોતરું ને નાડી, ન જમે છોકરાની માડી.**

એમ કહીને કણબી એકલો લાડવા જમી ગયો ને કણબણ ઠઠી રહી●



# ઊંટપગ સડે

એક હતી કીડી. એ ચાલી જતી હતી ત્યાં એક ઊંટના પગ તળે કચરાઈ. કીડીએ ઊંટને શાપ આપ્યો. ઊંટપગ સડે. ત્યાં તો ઊંટનો પગ સડી ગયો.

સડેલા પગવાળો ઊંટ એક પીપળાનાં પાન ખાવા ગયો. પીપળો કહે – કેમ ભાઈ! તમારો પગ કેમ સડી ગયો? શું થયું છે? કાલે તો તમારો પગ સાજોસારો હતો.

ઊંટ કહે – કીડીબાઈનો શાપ લાગ્યો છે.

**ઊંટ પગ સડે ને પીપળપાન ખરે.**

ત્યાં તો પીપળાનાં બધાંય પાન ખરીને નીચે પડયાં. એટલામાં ત્યાં એક હોલો આવ્યો. પાન વિનાનો પીપળો જોઈને હોલો કહે – પીપળાભાઈ, પીપળાભાઈ! હજુ હમણાં જ તમારાં લીલાંછમ પાંદડાં આમ આમ હલતાં હતાં ને આ ઘડીકમાં તે શું થઈ ગયું? બધાંય પાંદડાં શાથી ખરી ગયાં?

પીપળો કહે – અરે ભાઈ, તમને ખબર નથી? કીડીબાઈનો શાપ લાગ્યો છે.

**ઊંટપગ સડે, પીપળપાન ખરે,**
**ને નપંખા હોલા.**

ત્યાં તો હોલો બિચારો નપંખો થઈ ગયો. એની બંને પાંખો ખરી પડી.

હોલો તો તરસ ખૂબ લાગી હતી એટલે હળવે હળવે ચાલતો ચાલતો નદીએ પાણી પીવા ગયો. નપખા હોલાને જોઈ નદી તો વિચારમાં પડી ગઈ. તે કહે – અરે હોલાભાઈ! આ તમને શું



થયું ? ઘડીક પહેલાં તો બેય પાંખે ઊડતા ઊડતા પાણી પીવા આવ્યા હતા, ને હવે તો એકેય પાંખ નથી ?

હોલો કહે — જાણતી નથી, બહેન ? કીડીબાઈ-નો શાપ લાગ્યો છે.

ઊંટપગ સડે, પીપળપાન ખરે,
નપંખા હોલા ને નપાણી નદી.

ત્યાં તો મોટી બધી નદી સુકાઈ ગઈ.

ઘડીક થઈ ત્યાં એક શિયાળ પાણી પીવા આવ્યું. નદીમાં તો કાંકરા ઊડતા હતા. ખાલી-ખમ નદી જોઈને શિયાળે કહ્યું – નદીબાઈ, નદીબાઈ! કાલે તો રૂપાળાં બે કાંઠામાં વહ્યાં જતાં હતાં ને આજે આમ કોરાંધાકોર કેમ થઈ ગયાં ? એકદમ તમને શુ થયું ?

નદી કહે – બાપુ ! કીડીબાઈનો શાપ લાગ્યો છે.

ઊંટપગ સડે, પીપળપાન ખરે,
નપંખા હોલા, નપાણી નદી,
ને બાંડા શિયાળ.

ત્યાં તો શિયાળ બાંડુ થઈ ગયું. એનું પૂંછડું ખરીને નીચે પડયું.

ત્યાંથી શિયાળ વનમાં ચાલ્યું. રસ્તામાં તેને એક ગોવાળિયો મળ્યો. ગોવાળ કહે – શિયાળ, શિયાળ ! તું બાંડું કેમ ? તારી પૂંછડી કયાં ગઈ?

શિયાળ કહે – એ તો કીડીબાઈનો શાપ લાગ્યો છે.

ઊંટપગ સડે, પીપળપાન ખરે,
નપંખા હોલા, નપાણી નદી,
બાંડા શિયાળ ને બે'રિયા ગોવાળ.

ત્યાં તો ગોવાળ બે'રો થઈ ગયો. ગોવાળ તો ગાયો ચારતો ચારતો સીમ ભણી ચાલ્યો. ત્યાં તેને એક ભથવારી મળી. ભથવારીએ ગોવાળને ગામનો રસ્તો પૂછયો. પણ સાંભળે કોણ ? ભથવારી તો ગોવાળની પાસે ગઈ ને તાણીને બોલી – અરે ભાઈ! તમે બે'રા કે દિવસ થયા ? આજ તો કાંઈ સાંભળતા જ નથી !

ગોવાળ કહે – તને કયાં ખબર છે ? કીડીબાઈનો શાપ લાગ્યો છે.

ઊંટપગ સડે, પીપળપાન ખરે,
નપંખા હોલા, નપાણી નદી,





**બાંડા શિયાળ, બે'રિયા ગોવાળ,**
**ને ધૂણતી ભથવારી.**

ત્યાં તો ભથવારી ધૂણવા લાગી – ધૂ...ધૂ... ધૂ...ધૂ...ધૂ...ધૂ! એ તો ધૂણતી ધૂણતી ગામને પાદર આવી. ત્યાં એને એક પાણિયારી મળી. ભથવારીને ધૂણતી જોઈ પાણિયારી કહે – અરે બહેન! આ તે તને શું થયું છે? સીમમાં કાંઈ ઝોડબોડ તો નથી વળગ્યું ના?

ભથવારી કહે – ઝોડ કાંઈ નથી વળગ્યું પણ કીડીબાઈનો શાપ છે.

**ઊંટપગ સડે, પીપળપાન ખરે,**
**નપંખા હોલા, નપાણી નદી,**
**બાંડા શિયાળ, બે'રિયા ગોવાળ,**
**ધૂણતી ભથવારી ને બકતી પાણિયારી.**

ત્યાં તો પાણિયારી બકવા લાગી.

બકતી બકતી પાણિયારી ગામના ચોરા પાસેથી નીકળી. ડાયરામાંથી એક જણે પૂછ્યું. એ પાણિયારી, પાણિયારી! કેમ કાંઈ ગાંડી થઈ ગઈ છે? બકતી બકતી કેમ ચાલી જાય છે?

પાણિયારી કહે – ભાઈ! ગાંડી તો કાંઈ નથી. આ તો કીડીબાઈનો શાપ લાગ્યો છે.

**ઊંટપગ સડે, પીપળપાન ખરે,**
**નપંખા હોલા, નપાણી નદી,**
**બાંડા શિયાળ, બે'રિયા ગોવાળ,**
**ધૂણતી ભથવારી, બકતી પાણિયારી,**
**ને નમૂછિયો ડાયરો.**

ત્યાં તો ડાયરાના બધા માણસો નમૂછિયા થઈ ગયા ને રાગ કાઢીને ગાવા ને નાચવા લાગ્યા.

**ઊંટપગ સડે, પીપળપાન ખરે,**
**નપંખા હોલા, નપાણી નદી,**
**બાંડા શિયાળ, બે'રિયા ગોવાળ,**
**ધૂણતી ભથવારી, બકતી પાણિયારી,**
**ને નમૂછિયો ડાયરો●**



# કાગે મારું મોતી લીધું

એક હતો કાગડો અને એક હતી કાબર. કાગડો અને કાબર બંને લીમડાના ઝાડ નીચે રમતાં હતાં. ત્યાં કાગડાને એક જોડાની ફૂદડી જડી અને કાબરને એક મોતી જડ્યું.

કાગડો કહે—કાબરબહેન, કાબરબહેન! જુઓ તો ખરાં! મને જોડાની ફૂદડી જડી.

કાબર કહે—જુઓ તો ખરા કાગડાભાઈ! મને રૂપાળું મોતી જડ્યું!

કાગડો કહે—દેખાડો જોઈએ?

પછી કાબર મોતી દેખાડવા ગઈ ત્યાં કાગડો મોતી લઈને લીમડે બેસી ગયો. પછી કાબર કહે—કાગડા, કાગડા! મારું મોતી લાવ ને!

કાગડો કહે—હુ તો નહિ આપું.

એટલે કાબરે ઝાડને કહ્યું—લીમડા, લીમડા! કાગ ઉડાડ ને?

લીમડો કહે—હુ શીદ ને ઉડાડુ!

કાબર કહે—કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

લીમડો કહે—હુ તો કાગને કાંઈ ઉડાડતો નથી.

પછી કાબર ગઈ સુતાર પાસે. જઈને સુતારને કહે—સુતાર, સુતાર! લીમડો કાપ ને?

સુતાર કહે—હુ શીદ ને કાપુ?

કાબર કહે—લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

સુતાર કહે—હુ તો કાંઈ લીમડો કાપતો નથી.

પછી કાબર ગઈ રાજા પાસે. જઈને રાજાને કહે—રાજાજી, રાજાજી! સુતારને દંડો ને?

રાજા કહે—હુ શીદ ને દંડુ?

કાબર કહે—સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

રાજા કહે—હુ તો કાંઈ સુતારને દંડતો નથી.

પછી કાબરબાઈ તો ગયાં રાણી પાસે. જઈને રાણીને કહે—રાણીજી, રાણીજી! રાજાથી રિસાઓ ને?

રાણી કહે—હુ શીદ ને રિસાઉં?

કાબર કહે—રાજા સુતાર દંડે નહિ,
સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

રાણી કહે—હુ તો રાજાથી કાંઈ રિસાતી નથી.

પછી તો ઉંદર પાસે જઈને કાબરબાઈએ કહ્યું—ઉંદરભાઈ, ઉંદરભાઈ! તમે રાણીનાં લૂગડાં કાપો ને?

ઉંદર કહે—હુ તે શીદ ને કાપુ?

કાબર કહે—રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

ઉંદર કહે – હું તો કાંઈ રાણીનાં લૂગડાં કાપતો નથી.

પછી કાબરબાઈ ગયાં બિલ્લી પાસે. કાબર કહે – બિલ્લીબાઈ, બિલ્લીબાઈ! ઉંદર ખાઓ ને?

બિલ્લી કહે – હું શીદ ને ખાઉં?

કાબર કહે – ઉંદર રાણીનાં લૂગડાં કાપે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

બિલ્લી કહે – હું તો કાંઈ ઉંદરને ખાતી નથી.

પછી કાબર ગઈ કુત્તા પાસે. કાબર કહે – કુત્તા, કુત્તા! બિલ્લીને માર.

કુત્તો કહે – હું શીદ ને મારું?

કાબર કહે – બિલ્લી ઉંદર ખાય નહિ,
ઉંદર રાણીનાં લૂગડાં કાપે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

કુત્તો કહે – હું તો કાંઈ બિલ્લીને મારતો નથી.

કાબર તો ગઈ પછી ધોકા પાસે.

કાબર કહે – ધોકા, ધોકા! કુત્તાને માર ને?

ધોકો કહે – હું શીદ ને મારું?

કાબર કહે – કુત્તો બિલ્લી મારે નહિ,
બિલ્લી ઉંદર ખાય નહિ,
ઉંદર રાણીનાં લૂગડાં કાપે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

ધોકો કહે – હું તો કાંઈ કુત્તાને મારતો નથી.

ત્યાંથી કાબર ગઈ આગ પાસે. જઈને કહે – આગ, આગ! ધોકો બાળ ને?

આગ કહે – હું શીદ ને બાળું?

કાબર કહે – ધોકો કુત્તાને મારે નહિ,
કુત્તો બિલ્લી મારે નહિ,
બિલ્લી ઉંદર ખાય નહિ,
ઉંદર રાણીનાં લૂગડાં કાપે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

આગ કહે – હું કાંઈ ધોકાને બાળતી નથી.

કાબર તો ત્યાંથી ચાલી દરિયા પાસે. જઈને દરિયાને કહે – દરિયા, દરિયા! આગ ઓલવ ને?

દરિયો કહે – હું શીદ ને ઓલવું?

કાબર કહે – આગ ધોકો બાળે નહિ,
ધોકો કુત્તાને મારે નહિ,
કુત્તો બિલ્લી મારે નહિ,





બિલ્લી ઉંદર ખાય નહિ,
ઉંદર રાણીનાં લૂગડાં કાપે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

દરિયો કહે – હું તો કંઈ આગ ઓલવતો નથી. પછી કાબર ગઈ હાથી પાસે. હાથીને જઈને





કહે – હાથી, હાથી! દરિયો ઢઢોળ.
હાથી કહે – હું શીદ ને ઢઢોળું?
કાબર કહે – દરિયો આગ ઓલવે નહિ,
આગ ધોકો બાળે નહિ,
ધોકો કુત્તાને મારે નહિ,
કુત્તો બિલ્લી મારે નહિ,
બિલ્લી ઉંદર ખાય નહિ,
ઉંદર રાણીનાં લૂગડાં કાપે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,



સુતાર લીમડો કાપે નહિ,
લીમડો કાગ ઉડાડે નહિ,
કાગે મારું મોતી લીધું,
માગું છું પણ આપે નહિ.

હાથી કહે – હું તો કાંઈ દરિયો ઢંઢોળતો નથી.

છેવટે કાબર બિચારી મચ્છર પાસે ગઈ. જઈને મચ્છરને કહે – ભાઈ મચ્છર ! હાથીના કાનમાં પેસીશ !

મચ્છર કહે – હું તો તૈયાર જ છું!

આમ કહી મચ્છર તો ગણગણ કરતો જ્યાં હાથીના કાનમાં પેસવા ગયો એટલે હાથી કહે –

મારા કાનમાં કોઈ પેસશો નહિ, હું દરિયો ઢંઢોળું.

એટલે દરિયો કહે – મને કોઈ ઢંઢોળશો નહિ, હું આગ ઓલવું.

આગ કહે – મને કોઈ ઓલવશો નહિ, હું ધોકો બાળું.

ધોકો કહે – મને કોઈ બાળશો નહિ, હું કુત્તાને મારું.

કુત્તો કહે – મને કોઈ મારશો નહિ, હું બિલ્લી કાટું.

બિલ્લી કહે – મને કોઈ કાટશો નહિ, હું ઉંદરને ખાઉં.

ઉંદર કહે – મને કોઈ ખાશો નહિ, હું રાણીનાં લૂગડાં કાપું.

રાણી કહે – મારાં લૂગડાં કોઈ કાપશો નહિ, હું રાજાથી રિસાઉં.

રાજા કહે – મારાથી કોઈ રિસાશો નહિ, હું સુતાર દંડું.

સુતાર કહે – મને કોઈ દંડશો નહિ, હું લીમડો કાપું.

લીમડો કહે – મને કોઈ કાપશો નહિ, હું કાગ ઉડાડું.

એમ કહી લીમડો એવો તો હલ્યો કે કાગડો 'કૉ કૉ' કરતો ઊડ્યો.

કાગડો જેવો 'કૉ કૉ' કરતો ઊડ્યો કે તેના મોઢામાંથી મોતી પડી ગયું અને કાબરબાઇ તે લઈને ઊડી ગયાં●



ગોખલામાં ગોટી ને વાર્તા કીધી ખોટી,
આંબે આવ્યા મોર ને વાર્તા કહેશું પોર.

## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદૃશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

● કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

● ગિજુભાઈ



